ખરી ઇમારત રચવાનું પ્રયોજવામાં જ એની નવીનતા ને સેવા છે. જીવનથી અસ્પૃષ્ટ ધ્યેયહીન કલાનો ઉપાસક જમાતે રસાનંદને જ લક્ષ્ય માન્યો તેનું પ્રત્યાઘાતી પરિણામ આમ ધ્યેયને અગ્રસ્થાને બેસાડવામાં આવ્યું છે. અંતિમ સાધ્યને બદલે કલા ને સાહિત્ય સાધનને સ્થાને મૂકાય છે.

આ વિચારસરણી સામે સંદેહ તથા વિરોધ ત્યારે કેમ દર્શાવવામાં આવતો હશે? આ સંદેહ જન્મે છે આના અમલમાં રહેલાં નિશ્ચિત ભયસ્થાનોના ખ્યાલમાંથી. સૌથી મોટું ભયસ્થાન એ છે કે અતિઉત્સાહના આવેશમાં સાહિત્યને માત્ર ધ્યેયલક્ષી જ બનાવવા જતાં ખરી કલાના પરિમલ જેવા વિગલિતવેદ્યાન્તર રસાનંદને જાકારો મળવા, અને તેથી સાહિત્ય પ્રચારવેડામાં જઈ પડવા સંભવ છે. વાત ખરી છે. પણ એવું પરિણામ તો કલાની અપક્વતા ને બિન આવડત જ સૂચવે છે. કલાનો સાવ બહિષ્કાર જ કરવાનું તો આવા ધ્યેયના પુજારીઓ પણ નહિ કહે. એ તો કહેશે આટલું જ કે 'ઓ સાહિત્યકારો, સાહિત્ય એ માત્ર અભિલાસચિત્ર ન બની જાય તે જોજો, જીવનની સર્વતોમુખી મીમાંસાને તમારા કવનમાં આવવા દો, અને તેટલા ખાતર તમારાં દર્શનકવનને વસ્તુદર્શી બનાવો, એમ કરવા જતાં અગારી રંગ ને આભડછેટ મૂકી દઈ ઘણુંયે અસુંદર પણ લેવું પડશે તે લેજો, અને એ સર્વ સામગ્રીને વણજો તો શુદ્ધ સર્વોચ્ચ કલાવિધાનમાં કલાનો ઝંડો નીચો ઉતારવાનું કે નમાવવાનું કોઈ તમને કહેતું નથી.'

જો કલા મર્યા વગર સાહિત્ય આમ ધ્યેયલક્ષી બને, અને કલાના જંતરડામાંથી ખેંચાઈને જ ધ્યેય સાહિત્યમાં કામ કરે તો અને ત્યાંસુધી તો ઉપર ગણાવ્યો તે સંભવને અવકાશ નહિ રહે.

આ વિચારસરણી સામે નહિ તેટલો એની આવેશપૂર્વક હિમાયત કરનારાઓ સામે કચવાટ બતાવવામાં આવે છે તે બિના નોંધપાત્ર છે. નવા 'મિશન'ના ઉતાવળિયા ઉત્સાહના ઉભરામાં તેઓ અમુક ધ્યેયવિહીન માટે નકામું, અમુક ધ્યેયલક્ષી માટે સરસ સાહિત્ય, અમુક પ્રત્યાઘાતી અથવા જૂનવાણી, અમુક પ્રગતિશીલ, આવા એકમેકથી નોખા એવા બે ભાગલા પાડી નાખવાનું કરે એ દરેક સમતોલ વિવેચકદૃષ્ટિને ખૂંચે સ્વાભાવિક છે. આવી સમતોલ દૃષ્ટિ તો સર્જકની સ્વતંત્રતાને મુક્ત રાખવા માગે, કારણ સાહિત્યસર્જન એ લેખકનો મનોગત વ્યાપાર છે. આથી 'ધ્યેયલક્ષી જ લખજો' એવાં ફરમાન જો ઉત્સાહના અતિરેકમાં થઈ જાય તેના પ્રત્યે પણ એ સાશંક નજરે જુએ છે. ખરો સાહિત્યકાર તો વાતાવરણમાંથી પ્રેરણા ઝડપી લઈ લખવાનો જ, અને અશક્ત લેખકો આ ધ્યેયલક્ષી દૃષ્ટિના ફરમાનનો અમલ કરવા જતાં ઉતરતી કોટિના સાહિત્યના ઢગલા ખડકવાના, એવું પરિણામ આ દૃષ્ટિને આગ્રહપૂર્વક ખભા પર લાદવાનું આવે એવું તો રશિયાના દાખલાએ પણ બતાવ્યું છે.

ધ્યેયલક્ષી સાહિત્યની માંગ તથા હિમાયતની પાછળ રહેલી દૃષ્ટિએ સાહિત્યને ખરેખર જીવનલક્ષી બનાવવી હોય તો ઉપરનાં પોતાનાં ભયસ્થાનો કે પતનસંભવો જાણી લઈ તેને અતિ વેગળાં રાખવામાં 'પોતાનું શ્રેય ને સિદ્ધિ છે એવી આ શંકાશીલ વિરોધીઓ પાસેથી શિખામણ લેવી ઘટે છે. એ શીખના પાથેય સાથે ધ્યેયલક્ષી દૃષ્ટિ સાહિત્યસફરે નીકળી પડે અને અનેક સાહિત્યકૃતિઓ પ્રગટાવે તો તેને દૃષ્ટિનું સમભાવી વિવેચન મળી જ રહેશે. વિવેચનનો એ દૃષ્ટિકોણ પણ કેટલે અંશે બદલાશે.

આપણા ગુજરાતી સાહિત્યની વાત કરીએ તો નર્મદ, ગોવર્ધનરામ, મણિલાલ, ન્હાનાલાલ, મુનશી આદિ લેખકોના સાહિત્યમાં અમુક ચોક્કસ નેમ કે ધ્યેય નથી એમ કહેવાની હિંમત કોઈ કરી શકે તેમ નથી. તોપણ હવે પછીનું આપણું તમામ સાહિત્ય ધ્યેયલક્ષી પર જ વધી ચોટ રાખવાનું છે એમ અત્યારના રંગો પરથી લાગે છે. જે સાહિત્યકાર અક્ષરદેહે લાંબું જીવવા માગે છે કે જે પોતાની પ્રજા કે રાષ્ટ્રનો રાહબર થવા માગે છે. તેણે પોતે જીવનાભિમુખ થયા વિના ને પોતાના સાહિત્યને ધ્યેયલક્ષી બનાવ્યા વિના છૂટકો જ નથી એવો કાળ તો આવી જ પહોંચ્યો છે. એ પોતે એ નેમ માથનાં પોતે સાહિત્યકાર ને કલાકાર છે એ ન ભૂલે તો બસ."

—